# DIMENTS OF GEOGRAPHY.

## PART 1

## ASIA

BY

**UNESH V. KANITKER,**

*First edition,*

# સંક્ષિપ્ત ભૂગોળ.

## ભાગ પેહેલો

# એશિયા.

બનાવનાર

ગ. વિ. કા.

આવૃતી પેહેલી

મુંબઈ

શ્રી [illegible]ના [illegible] પ્રીન્ટીંગ પ્રેસમાં છપાયો

સન ૧૮૭[illegible]

કીમત બે આના.

# RUDIMENTS OF GEOGRAPHY.

## PART 1

## ASIA

BY

**GUNESH V. KANITKER,**

*First edition,*

Price 2 annas.

# સંક્ષિપ્ત ભૂગોળ.

## ભાગ પેહેલો

## એશિઆ

બનાવનાર

ગ. વિ. કા.

આવૃત્તી પેહેલી

---

મુંબઇ
જનોબા બાબાજીના બૉમ્બે પ્રીન્ટિંગ પ્રેસમાં છપાયો
સન ૧૮૭૪

કીંમત બે આના.

# PREFACE.

Before submitting this rudimentary little work to the notice of the public, the compiler begs to acknowledge, that several authors have been cousulted in preparing it. The following pages were first intended for the use of his own pupils, but at the request of some friends he has put them in print. If approved by the public he would publish the remaining three parts in due time. Any suggestions to this, will be thankfully received.

*Bombay* 26*th*
*August* 1874 } C. V, K.

# દીબાચો.

પ્રજાની હુજુર આ નાની ચોપડી મુકવાની અગાઉ ગ્રંથ કર્ત્તા કબુલ કરવાને માંગી લેછે કે તેણે આ ચોપડી બનાવવામાં કેટલાએક ગ્રંથકારોની મદદ લીધીછે. આ ચોપડી પોતાના વિદ્યાર્થીઓને વાસ્તે લખવામાં આવી હતી, પણ સીફારસ ઉપરથી તે છપાવીછે. આ ચોપડીને જો બરાબર આશ્રય મળશે તો બાકીના લણ ભાગ વખતસર છપાવશે. આએ ચોપડીમાં શુધારાને વાસ્તે કોઈ લખશે તો તે આભારસાથે બીજી આવૃત્તીમાં સુધારવામાં આવશે.

મુંબઈ તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૭૪. } ગ. વિ. કા.

# સંક્ષિપ્ત ભૂગોળ.

## (ભાગ ૧લો.)

# એશિઆ.

---

### પૃથ્વીનો આકાર.

---

ભૂગોળ વિદ્યા એટલે ભૂમિનું વર્ણન છે. ભૂ એટલે જમીન અને ગોળ એટલે ગોળો, એ ઉપરથી ભૂગોળ વિદ્યા શબ્દ થયો છે.

પૃથ્વીનો આકાર ગોળાકારછે, તેની સાબીતીના કારણો.

૧ લું—જે લોકો વહાણમાં બેસીને તેની ચારે બાજુએ ફરવા જાયછે, તેઓ જે જગ્યાથી નિકળ્યા હોય ત્યાંજ પાછા આવેછે.

૨જુ—દરિયામાં વહાણ દુરથી આવતું આપણે જોઇએ

ઈએ ત્યારે પેહેલાં તેનો ઉપરનો છેડો નજરે પડેછે. નીચેનો ભાગ માલમ પડતો નથી.

૩જું—ચંદ્ર ગ્રહણની વખતે પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર ગોળાકાર પડેછે. જેવો પદાર્થ હોયછે તેવી તેની છાયા પડેછે. પૃથ્વી ગોળછે માટે તેની છાયા ગોળ પડેછે ગોળ ન હોતતો છાયા ગોળ ન પડત.

૪થું—પૂર્વ ભણીનાં દેશો કરતાં પશ્ચિમ ભણીના દેશોમાં સૂર્ય મોડો ઉગેછે. જો પૃથ્વી ગોળ ન હોતતો બધે ઠેકાણે સૂર્યની રોશની એકજવખત પડતે.

પૃથ્વી ઉપર બે ભાગ પાણીછે અને એક ભાગ જમીનછે.

પૃથ્વીનો પરિઘ આશરે ૨૪૮૯૬ મૈલ છે.

પૃથ્વીનો વ્યાસ તેના મધ્ય બિંદુથી ૭૯૨૫ મૈલછે.

પૃથ્વીને બે ગતિ છે. પેહેલી ગતિથી ઋતુમાં ફેરફાર થાયછે, અને બીજીથી દહાડો અને રાત્રિ થાયછે.

## દિશાઓ.

જે તરફ સૂર્ય ઉગેછે તે પૂર્વ દિશા. જે તરફ આથમે છે તે પશ્ચિમ. પૂર્વ તરફમોં કરીને ઉભારહીએ તો જમણા

હાથ તરફ દક્ષિણ અને ડાબા હાથ તરફ ઉત્તર દિશા જા-ણવી.

ઉત્તર અને પૂર્વની વચ્ચેનો ખુણો તે ઈશાન ખુણો. પૂર્વ અને દક્ષિણની વચ્ચેનો ખુણો તેઅગ્નિ. દક્ષિણ અને પશ્ચિમની વચ્ચેનો ખુણો તે નૈરત્ય. પશ્ચિમ અને ઉત્તર ની વચ્ચે નો ખુણો તે વાયવ્ય ખુણો જાણવો.

નકશા તરફમોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફ પૂર્વ દિશા. ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા, ઉપર ની ઉત્તર દિશા, અને નીચેની દક્ષિણ દિશા.

પૃથ્વીના બે મોટા ભાગછે. એકનું નામ પૂર્વ ગોળાર્ધ અને બીજાનું નામ પશ્ચિમ ગોળાર્ધ.

આએ દરએક ગોળાર્ધમાં એકએક મહાદ્વીપ છે. એ-કનું નામ પૂર્વ મહાદ્વીપ અને બીજાનું નામ પશ્ચિમ મ-હાદ્વીપ.

---

## પાણીનાભાગો.

મહાસાગર, સાગર, સમુદ્ર. ધુની, અખાત, ઉપસાગર, નદી, સરોવર, તથા ખાડી.

પૃથ્વી ઉપર જે ખારાપાણીનો એકજ મોટો જથો હોય છે તેને મહાસાગર કહે છે.

પાણીનો જે ભાગ મહાસાગર કરતાં નાનો હોયછે તેને સમુદ્ર અથવા સાગર કહેછે.

પાણીનાબે ભાગને એકત્ર જોડનારો જે પાણી નો ભાગ તેને સામુદ્ર ધુની કહેછે.

જમીન ઉપર ઘણો લાંબો ગયલો જે સમુદ્રનો ફાંટો તેને અખાત કહેછે.

અખાતનું મોં પોહોળું હોય તો તેને ઉપસાગર કહેછે

ડુંગર અથવા પર્વતમાંથી નિકળેલો જે મીઠા પાણીનો પ્રવાહ તેને નદી કહેછે.

નદી જ્યાંથી નિકળે છે તે ઠેકાણાને તેનું મૂળ કહેછે, અને સમુદ્ર ને મળે છે ત્યાં તેનું મુખ કહેછે.

પાણીનો જથો ચારે બાજુ એ જમીનથી ઘેરાએલો હોયછે તેને સરોવર કહેછે.

સમુદ્રને મળતા પેહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પોહોળું થાયછે તેને ખાડી કહેછે.

## જમીનના ભાગો.

ખંડ, બેટ, દ્વીપકલ્પ, સંયોગી ભૂમી. ભૂશિર અથવા ભૂશલાકા.

જમીનનો જે ભાગ ચોતરફ પાણીથી ઘેરાયલો હોય તેને બેટ કહેછે.

જમીનનો મોટો ભાગ જેમાં ઘણા દેશ આવેલા હોય છે તેને ખંડ કહે છે.

જમીનનો જે ભાગ ચો તરફથી પાણીએ વીંટાયેલો હોયછે તેને બેટ કહેછે.

જમીનનો જે ભાગ ત્રણ બાજુ એ પાણી તથા એક બાજુએ જમીનથી વીંટાયેલો હોયછે તે દ્વીપકલ્પ.

જમીનનો જે સાંકડો ભાગ જમીનના બે મોટા ભાગોને સાંધે છે તેને સંયોગી ભૂમી કહેછે.

જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય છે તેને ભૂશીર અથવા ભૂશલાકા. કહેછે.

ઘણા ઊંચા, લાંબા, પોહોળા ટેકરા જે પૃથ્વી ઉપર હોયછે તેને ડુંગર અથવા પહાડ કહેછે.

એવા ઘણા ટેકરા એક બીજા સાથે સંધાઇને ઘણા ગાઊ સુધી ચાલ્યા જાય છે તેને પર્વત કહેછે.

## પૃથ્વીના ભાગો.

પૂર્વ મહાદ્વીપમાં ત્રણ ખંડછે. યૂરોપ, એશિઆ, અને આફ્રીકા. એ ત્રણ ખંડને કોઇ વખત જુની ભૂમી પણ કહેછે.

પશ્ચિમ મહાદ્વીપમાં એકલું અમેરીકા ખંડછે. તેનો શોધ ઇ. સ. ૧૪૯૨માં કોલંબસ નામના પુરૂષે કીધો.

ઉપલા ચાર ખંડ શિવાય એક આસ્ટ્રેલેશિઆ કરીને પાંચમો ખંડછે. તેમાં ન્યુહોલંડ બેટ તથા તેની બાજુનાં દક્ષિણ પાસિફિક મહાસાગરમાંના નાના નાના બેટ ગણાયછે.

---

## એશિઆ.

એશિઆ ખંડની મર્યાદા—ઊતરમાં ઉતર મહાસાગર, પશ્ચિમમાં યૂરલ પર્વત, યૂરલ નદી, કાસ્પિયન સમુદ્ર, કાકેસસ પર્વત, કાલો સમુદ્ર, મારમોરાનો સમુદ્ર, આર્કિપેલગો, ભૂ-

મધ્ય સમુદ્ર, સ્વેઝની સંયોગી ભૂમી અને લાલ સમુદ્ર; દક્ષિણમાં હિંદીમહાસાગર અને પૂર્વમાં પાસિફીક મહાસાગર.

---

## એશિઆ ખંડમાંના દેશ

| દેશ. | મુખ્યશેહેર. |
|---|---|
| ૧ એશિઆમાંહેલું તુર્કસ્થાન. | સ્મીરના. |
| ૨ અરબસ્થાન. | મક્કા. |
| ૩ ઇરાણ. | ટેહેરાન. |
| ૪ આફગાણિસ્થાન. | કાબુલ. |
| ૫ બલુચીસ્થાન. | કેલટ, |
| ૬ હિંદુસ્થાન. | કલકત્તા. |
| ૭ પૂર્વદ્વીપકલ્પ | અમરપૂર. |
| ૮ ચીન. | પેકીન. |
| ૯ ટીબેટ | લાસ્સા. |
| ૧૦ ચીનાઇતાતાર. | યારકંડ. |
| ૧૧ સ્વતંત્રતાતાર. | બોખારા. |
| ૧૨ એશિઆ માહેલું રશિઆ. | ટોબોલસ્ક. |
| ૧૩ જાપાન. | જેડો. |

મુખ્ય બેટો—લિવેન્ટમાં, સાઇપ્રસ અને રોડસ, હિં-દુસ્થાનની દક્ષિણે સીલોન, પૂર્વ દ્વીપકલ્પની દક્ષિણે સુમાત્રા, સુમાત્રાની પૂર્વે જાવા, બોર્નીઓ સેલીબીસ, મોલક્કાસ, અથવા મસાલાનાં બેટો, બોર્નીઓની ઈશાન કોણમાં ફીલીપાઇન બેટો; ચીનની દક્ષિણે હેનાન, ચીનની પૂર્વે ફોરમોસા, ઉત્તર તરફ લુચુ બેટો; ચીનાઇતાતારની પૂર્વે જાપાની બેટો; તાતારનુ અખાત અને ઓકહોટસ્કનાસમુદ્રની વચ્ચે શેગહેલીઅન બેટ, કામસ્કાટકાની દક્ષિણે કુરાઈલ બેટો. ઉત્તર પાસીફીક મહાસાગરમાં એલીયુશીઅન બેટો.

મુખ્યદ્વીપકલ્પ—કામસ્કાટકાનો દ્વીપકલ્પ સાઇબીરીઆને પૂર્વે. કોરીયાનોદ્વીપકલ્પ ચીનાઇતાતારની અગ્ની ખુ-ણામાં. મલાયાનો દ્વીપકલ્પ પૂર્વ દ્વીપકલ્પની દક્ષિણેછે.

મુખ્ય ભૂશીર અથવા ભૂશલાકા—સીવેરો, સૈબીરી-આની ઉત્તરે, પૂર્વ ભૂશીર, બેહેરીંગની સામુદ્રધુનીમાં. લોપાટકા, કામસકાટકાની દક્ષિણે. કેમબોજા અને રો-માનીઆ, પૂર્વ દ્વીપકલ્પની દક્ષિણે, નિગ્રેસ, પૂર્વ દ્વી-પકલ્પની નૈરૃત્યે, અને કોમોરીન (કન્યાકુમારી) હિંદુ-સ્તાનની દક્ષિણે.

મુખ્ય પર્વત— હિમાલય પર્વત હિંદુસ્થાનની ઉત્તરે, આ-લતાઇ પર્વત સૈબીરીઆની દક્ષિણે. કાકેસસ પર્વત, કાળા અને કાસ્પીઅન સમુદ્રની વચ્ચે, તૌરસ તથા લેબેનન પર્વતો તુર્કસ્તાનમાં છે. એરેરેટ પર્વત આરમીનીયામાં છે. શીનાઇ પર્વત અરબસ્થાનમાં છે.

મુખ્ય સમુદ્ર તથા અખાત—લિવેન્ટ, ભૂમધ્ય સમુદ્રનો પૂર્વતરફનો ભાગ. રાતો સમુદ્ર, અરબસ્થાન તથા આફ્રીકા ની વચ્ચેછે. અરબી સમુદ્ર અરબસ્તાન તથા હિંદુસ્તાન ની વચ્ચેછે. ઇરાણી અખાત, અરબસ્તાન તથા ઇરાનની વચ્ચેછે. બંગાલાનો ઉપસાગર, હિંદુસ્થાન અને પૂર્વદ્વીપ કલ્પની વચ્ચેછે, મારટાબાનનું અખાત, બરમાની દક્ષિણે છે. સિયામનું અખાત પુર્વ દ્વીપકલ્પની દક્ષિણેછે. ટૉન કિનનુ અખાત પુર્વ દ્વિપકલ્પની ઇશાન કોણમાંછે. ચીનાઇ સમુદ્ર ચીનની દક્ષિણેછે. પીળો સમુદ્ર ચીન અને કોરીઆનિ વચ્ચેછે. જાપાની સમુદ્ર ચોનાઇ તાતાર તથા જાપાની બેટોની વચ્ચેછે. ઓકહોટસ્કનો સમુદ્ર સૈબીરી આ અને કામસ્કાટકાની વચ્ચેછે, અને કામસ્કાટકાનો સમુદ્ર કામસ્કાટકા અને અમેરીકાની વચ્ચેછે.

મુખ્ય સામુદ્રધુની— બાબલમાંદીબની સામુદ્રધુની રાતા સમુદ્ર અને હિંદીમહાસાગરને જોડેછે, ઓર્મઝની

સામુદ્રધુની ઇરાની અખાત અને હિંદીમહાસાગરને જોડેછે, પાકની ખાડી અને માનારનુ અખાત હિંદુસ્તાન અને સીલોનની વચ્ચેછે. મલાકાની સામુદ્રધુની પૂર્વદ્વીપકલ્પ અને સુમાત્રાની વચ્ચેછે. સંડાની સામુદ્રધુની સુમાત્રા અને જાવાની વચ્ચે છે. મકાસારની સમુદ્રધુની બોરનીઓ અને સેલીબીસની વચ્ચે છે. સાનગારની સામુદ્રધુની નીફોન અને જેસ્સો બેટોની વચ્ચે છે. લાપેરૂસની સામુદ્રધુની જેસ્સો અને શાગહેલીઅનની વચ્ચે છે. બેહેરીંગની સામુદ્રધુની એશિઆ અને ઉત્તર અમેરીકાની વચ્ચે છે.

મુખ્ય સરોવર—કાસ્પીયન સમુદ્ર ઇરાનની ઉત્તરે. એરલ સમુદ્ર એશિયામાંહેલા રૂશિયામાં છે. બેકલસરોવર સેબીરીયાંની દક્ષિણે. મૃતસમુદ્ર તુર્કસ્થાનમાંછે.

મુખ્યનદીઓં—યુફ્રેતીસ અને તૈગ્રીસ તુર્કસ્તાનમાં છે અને તેઓ ઇરાની અખાતને મળેછે. સીંધુનદી હિંદુસ્તાનની વાયવ્ય કોણેછે, અને તે હિંદીમહાસાગરને મળેછે. ગંગા અને બ્રહ્મપુત્રા, હિંદુસ્તાનની ઇશાન્યે છે, અને તેઓ બંગાલાના ઉપસાગરને મળેછે. ઇરાવતી પૂર્વદ્વીપકલ્પમાં છે અને તે બંગાલાના ઉપ-

સાગરને મળે છે. મેકીઆંગ પૂર્વ દ્વીપકલ્પમાં છે અને તે ચીનાઈ સમુદ્રને મળેછે. યાંગસીકયાંગ, અને હોઆંગહો, ચીનમાં છે અને તેઓ પાસીફીક મહાસાગરને મળેછે. આમૂર અથવા શાગહેલીઅન ચીનાઈ તાતારમાં છે અને તે ઓકહોટસ્કના સમુદ્રને મળેછે. લીના, યેનીસી, અને ઓબી એઓ સૈબીરીઆમાં છે, અને તેઓ ઉત્તર મહાસાગરને મળે છે. યૂરલનદી સૈબીરીયાની નૈરૂત્ય કોણમાં છે અને તે કાસ્પીયન સમુદ્રને મળેછે. આમૂ અથવા ઑકસસ, તુર્કસ્તાનમાં છે, અને ઝાકસારટીસ, સ્વતંત્ર તાતારમાં છે અને તેઓ એરલ સમુદ્રને મળેછે.

---

## હિંદુસ્થાન.

હિંદુસ્થાનની મર્યાદા— ઉત્તરે ટિબેટ, પશ્ચિમે, આફગાનીસ્થાન અને અરબ્બી સમુદ્ર; દક્ષિણે હિંદીમહાસાગર, અને પૂર્વે બંગાલાનો ઉપસાગર તથા પૂર્વ દ્વીપકલ્પછે.

હિંદુસ્થાનના ભાગો—— ૧લો— સીંધ ટીક હિંદુસ્થાન, જેમા કાશ્મીર, પંજાબ, અને સીંધછે. ૨જો— ગૅનજેટીક

હિંદુસ્થાન, જેમાં દિલ્હી, અજમીર, માળવા, આગ્રા, આઉદ આલાહબાદ, બહાર બંગાલા, અને નેપાળછે, ૩ જો— મધ્યહિંદુસ્થાન અથવા દખણ, જેમા ગુજરાત, ખાનદેશ, બિરાર, ગન્દવાના, ઓરીસ્સા, સરકર્સ, ઔરંગાબાદ, હૈદ્રાબાદ, બીજાપૂર, અને કોંકનછે. ૪ થો— દક્ષિણ હિંદુસ્થાન, જેમાં કર્નાટક, મૈસૂર, કાનરા, મલબાર, કોચીન અને ટ્રાવનકોરછે.

મુખ્યબેટા— સીલોન કર્નાટકની અગ્નિ ખુણામાં, લકદીવ્સ અને માલદીવ્સ, મલબાર કીનારાની પશ્ચિમે, નિકોબાર અને અન્દેમન બેટા બંગાલાના ઉપસાગરમાંછે

મુખ્યપર્વત— હિમાલયપર્વત હિંદુસ્થાનની ઉત્તરે; વિંધ્યાચળ પર્વત, હિંદુસ્થાનનાં મધ્ય ભાગમાં. પૂર્વ અને પશ્ચિમ ઘાટ તથા નીલગીરીઝ, હિંદુસ્થાનની દક્ષિણે.

મુખ્ય અખાત તથા સામુદ્રધૂની— કછનુ તથા ખંબાતનુ આખાત હિંદુસ્થાનની વાયવ્ય ખુણામાં; મનારનું અખાત તથા પાકની સામુદ્ર ધૂની હિંદુસ્થાનની દક્ષિણે; બંગાલાનો ઉપસાગર હિંદુસ્તાનની પૂર્વે.

મુખ્ય નદીઓ—સિંધુનદી (જેને પંજાબની પાંચ નદી ઓ નામે જેલમ, ચીનાબ, રાવી, બીઍસ, અને સતલજ મળેછે) તે હિંદીમહાસાગરને મળેછે. નર્મદા અને તાપી,

ખંભાતના અખાતને મળેછે. બ્રહ્મપૂત્રા, ગંગા, મહાનદી, ગોદાવરી, કૃષ્ણા, અને કાવેરી, બંગાળાના ઉપસાગરને મળેછે.

હિંદુસ્થાનમાંના મુખ્ય ભૂશીર— કોમોરીન ( કંન્યાકુમારી ) હિંદુસ્થાનનો છેક દક્ષિણ છેડો. કાલીમીયર, આમીઘ્રૂણે; પાલમીરાસ, ઇસાને ચીનાંરાપર.

મુખ્ય શેહેરો—૧—કાશ્મીર, જેલમનદીને કાંઠે છે અને તે કીમતી શાલને વાસ્તે પ્રસિદ્ધ છે; લાહોર, રાવીને કાંઠે પંજાબની રાજધાની છે; લાહોરની ઈશાનખુણામાં અમૃતસર, શીખલોકોનું પવીત્રસ્તાન. મુલતાન, ચીનાબનદીને કાંઠે. હૈદ્રાબાદ સિંધની રાજધાની સીંધુનદીને કાંઠે. ૨—કલકત્તા, હિંદુસ્થાનની રાજધાની હુગલી, જે ગંગાનદીની એક શાખા છે તેની ઉપર આવલું છે. દિલ્હી જમુના નદી ઉપર મોગલના રાજની રાજધાની, તથા આગ્રા; આલાહાબાદ, ગંગા અને જમુના નદીના સંગમ ઉપર. લખનોર, અયોધ્યાંની રાજધાની ગંગા અને ગોગ્રા નદીની વચ્ચે. મિરઝાપુર ગંગા નદી ઉપર રૂનુ મોટું બજારછે, બનારસ (હિંદુલોકનું પવીત્રસ્થાન) પટના, મુર્શિદાબાદ, અને ડાકા એમાં મોટાં કારખાનાંછે. ગ્વાલેર સિંદ્યાની રાજધાની તથા એકમોટો કિલ્લો આગ્રાની દક્ષિણે.

ઉજન અને ઇંદોર, માળવા પ્રાંતમાં. ૩--મુંબાઇ, વેપારનું મોટું બંદર તથા બ્રીટીશ ઇંડીઆની પશ્ચિમ તરફની રાજધાની પશ્ચિમ કીનારા પરછે. સુરત, તાપીને કાંઠે, કે જ્યાં ઇ. સ. ૧૬૧૨ માં ઇંગ્રેજ લોકોએ પ્રથમ કોઠીસ્થાપી. બરોડા, ગાયકવાડના રાજનું મુખ્યશેહેર ગુજરાતમાંછે. નાગપુર બીરારમાંછે. પુણા, મુંબઇની અગ્નિ કોણમાંછે. ગોવા, પોરચુગીઝ લોકને તાબેછે અને તે દક્ષિણ કીનારાપરછે. હૈદ્રાબાદ નીજામની રાજધાની કૃષ્ણાનદીની શાખા ઉપર છે. મેસુલીપેટમ, કૃષ્ણાઅને ગોદાવરીના મુખો વચ્ચે પૂર્વ કિનારા ઉપરછે. ૪—મદ્રાસ, બ્રીટીશઇંડીયાની દક્ષિણતરફની રાજધાની પૂર્વકીનારા ઉપરછે. પૉન્ડીચરી, ફ્રેંચ લોકોનું શેહેર દક્ષિણ તરફછે. શ્રીરંગપટ્ટમ અસલની ટીપુ સુલતાનની રાજધાની કાવેરીનદી ઉપરછે, તથા ટ્રીચનાપૉલી, એક નામીચું શેહેર અને કિલ્લોછે. મંગલોર, કાલીકટ, અને કોચીન, મલબાર કોષ્ટા ઉપર. કોલમ્બો, અને ટ્રીનકોમાલી, સિંહલદ્વીપના બેટોમાંછે.

વેપારની જનસો— ૬, કપાસ, ગળી, અફીણ, ખાંડ, મુખ્મલ, રેશમ, મરી, કાફી, હીરા, મોતી. ૪૦

મુખ્યબંદરો— મુંબઇ, મદ્રાસ, કલકત્તા, કરાચી, સુરત, કોચીન. ૪૦

## હિંદુસ્થાનના રાજકીય ભાગ.

રાજ્ય વહિવટ ચલાવવા સારૂં હિંદુસ્થાનના પાંચભાગ કર્યાછે તેમાંના, દરએકને ઇલાકો કહેછે. ૧—બંગાલા, ૨—મદ્રાસ, ૩—મુંબઇ, ૪—પંજાબ, ૫—આગ્રા.

---

## રાજ્યરીત.

ઇલાકાનો વહિવટ ચલાવવા સારૂં એક ગવ્હરનર હોયછે, તથા તેના એક કૌન્સીલ સભા હોયછે. તે કાયદા કરેછે. તથા બધી રીતે ઇલાકાની હુકમત ચલાવે છે. ફોજનો વડો હોયછે તેને કમાંદર ઇનચીફ કહેછે. સગળા ગવરનરો ઉપર હુકમત ગવ્હરનર જનરલની ચાલેછે. તે કલકત્તામાં રહેછે. ગવ્હરનરો ઇલાકાના મુખ્ય શહેરમાં રહેછે. ઇનશાફને વાસ્તે એક હાઇકોર્ટ, સ્માલ કૉજ કોર્ટ, પોલીસ કોર્ટો હોયછે. શહેરનો બંદોબસ્ત રાખવાને પોલીસકમીશનર નામનો એક અમલદાર હોયછે. એશિવાય બીજી ઘણી સરકારી ઓફીસો હોયછે.

જીલ્હાવીશે—સઘળડને વાસ્તે ઇલાકાના ભાગકરેછે તેમાંના દરએકને જીલ્હો કહેછે. જીલ્હાનો વહીવટ

ચલાવવાસારૂં કલેકટર નામનો એક અમલદાર રેહેછે. તે ફોજદારી કામ કરેછે ત્યારે તેને માજીસ્ટ્રેટ કહેછે. તેના હાથ નીચે ત્રણ, ચાર આસિસ્ટંટ તથા એક ડીસ્ટ્રીકટ ડેપ્યુટી અને એક હુઝુર ડેપ્યુટી કલે-કટર કરીને હોયછે. બંદોબસ્ત સારૂં એક પોલીસ સુપરીનટેન્ડેંટ નામનો અમલદાર હોયછે. દરએક જીલ્લામાં એક જડજ હોયછે. તે ફોજદારી કામ કરેછે ત્યારે તેને સેશન્સ જડજ કહેછે. તેને મદદ આપવા માટે તેની હાથનીચે એક આસીસટંટ જડજ તથા એક ફર્સ્ટ કલાસ સબોર્ડીનેટ જડજ હોયછે. એશિવાય ડાકતર, ઇજનેર, ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેકટર, મામલતદાર, ચીફ કાનસ્ટેબલ વગેરે કામદારોની કચેરી હોયછે.

તાલુકાવિષે-- જીલ્લાના ભાગકરેલા હોયછે તે માંના દરએકને તાલુકો કહેછે. તે મામલતદારને તાબે હોયછે. મામલતદાર જ્યારે ફોજદારી કામ કરેછે ત્યારે તેને સબોર્ડીનેટ માજીસ્ટ્રેટ કહેછે. જો તાલુકો મોટો હોય તો તેનો એક ભાગ કરીને તેને પેટા કહેછે. ત્યાં મહાલકરી નામનો અમલદાર રહેછે. એશીવાય તાલુકામાં સબોર્ડીનેટ જડજની કોર્ટ, (બધેતાલુકામાં હોતીનથી) તથા ચીફ કાનસ્ટેબલની કચેરી, પોસ્ટઓફીસ વગેરે હોયછે.

કસ્બાતિ—તાલુકાના ભાગ કરેછે તેને કસ્બો. કહેછે ત્યાં પટેલ તથા તલાટી કરીને બે કારભારી રહેછે.

## અજેંનશીઓ વીસે.

નાનાં નાનાં સંસ્થાન જેને બ્રિટિશરાજને તાબે રહીને તેને ખંડણી આપેછે. એવા કેટલાક પ્રાંત સામટા મળીને જે મુલક થાયછે તેનો એજેન્સી કહેછે.

પોલીટીકલ એજેન્ટ કરીને એક સાહેબ તેનો વહીવટ ચલાવે છે. તેના હાથનીચે બે ત્રણ આસીસ્ટંટ હોયછે.

કોઈવેળા સવગડ સારૂ એક અથવા વધારે સંસ્થાન પાસેના જીલ્લાના કલેક્ટર અથવા જડજ તાબા હેઠળ મુકવામાં આવેછે ત્યારે તે કલેક્ટર અથવા જડજને તે સંસ્થાનનો ગવહાનરનોએજંટ કરીને કહેછે.

જે સંસ્થાન ઘણું મોટું હોયતો ત્યાં એક અમલદાર રાખેછે તેને રેસીડેન્ટ કરીને કહેછે.

એવી રીતે ગુજરાતીને બચ્ચાને વાજબી ધનસારૂ ભણે એવી તજવીજ કીધીછે.

સમાપ્ત.

# મોઢે કરવાજોગ બીના.

| સન | હકીકત. |
|---|---|
| ૧૫૪૦ | પારસી લોકો પેહેલાં મુંબઈમાં આવ્યા. |
| ૧૬૦૦ | અંગ્રેજ લોકો પેહેલાં હિંદુસ્થાનમાં આવ્યા. |
| ૧૬૬૮ | અરપટ્ટીસર કીધો. |
| ૧૬૯૪ | પોસ્ટ ઓફીસ ઉઘાડી. |
| ૧૭૫૦ | હિંદુસ્થાનમાંથી રવીલાયત જવાલાગ્યો. |
| ૧૭૯૫ | મુંબઈમાં કુલાબાની દીવા દાંડી બાંધી. |
| ૧૮૦૦ | સુરત શેહેર અંગ્રેજ લોકોને મળ્યું. |
| ૧૮૧૧ | પાદ્રીલોકો પેહેલાં મુંબઈમાં આવ્યા. |
| ૧૮૨૧ | મુંબઈ તથા પુણામાં નીશાળોસ્થાપન કીધી. |
| ૧૮૩૮ | વૈદ્યશાળા સ્થાપી. |
| ૧૮૪૩ | સિંધ પ્રાંત લીધો, આગબોટ શરૂ થઈ. |
| ૧૮૫૩ | આગગાડી સરૂ થઈ (જી. આઈ. પી. રેલવે.) |
| ૧૮૫૭ | મોટું બંડ (ઇંડીઅનમ્યુટીની) |
| ૧૮૫૮ | રાણીનેનામે રાજ્ય શરૂ થયું. |
| ૧૮૬૩ | ગ્યાસના દીવા થયા. |
| ૧૮૬૪ | બી. બી. એન્ડ સી. આય રેલવે શરૂ થઈ. |
| ૧૮૬૮ | આબીસીનીઆની લડાઇ (અંગ્રેજલોકોની ફતેમંદી.) |
| ૧૮૬૯ | ભરૂચ પ્રદર્શન થયું. |
| ૧૮૭૨ | લાડમેયો ગવહરનરજનરલનુ શેર. અલી નામના સખશે ખુન કીધું. |
| ૧૮૭૩ | મુંબઈમાં પ્રદર્શન થયુ. |
| ૧૮૭૪ | મુંબઈમાં મુસલમાનોનું હુલ્લડ થયું. |

## NOTICE.

This book can only be had w
undersigned, at the JEEJEEBHO
DABHOY Anglo—Vernacular
Khet wadi, Bombay.

આ ચોપડી મરહુમ, શેઠ
દાદાભાઇની ખેતવાડી સ્કુલમાંથીજ મળશે.

G. V.